૭૮૬

સુરતના મોમીનભાઈઓને એક અગત્યની સુચના.

# નામદાર સરદાર સૈયદના વ મૌલાના અબુ મોહમદ તાહેર સેફુદીન સાહેબ [ ત. ઉ. ] તરફની અપની

# પવિત્ર ફરજો.

છપાવી પ્રસિધ્ધ કરનાર.

ઇસુફઅલી ઇબ્રાહીમ બંગડીવાળા.

પ્રસિધ્ધ કરવાનું ઠે૦ નગદાનો ટેકરો-સુરત.

આવૃત્તિ ૧ લી    સને ૧૯૧૭    પ્રત ૧૦૦૦

સુરત, ભાગાતળાવ રોડપર આવેલા ધી "રાંદેર" પ્રિન્ટીંગ પ્રેસમાં રતિલાલ કુલ્લભદાસે છાપી.

કીંમત અમુલ્ય.

# પ્રસ્તાવના.

મારા મનમાં એકાએક ઉત્પન્ન થએલા મારા પોતાના સ્વતંત્ર વિચારોએ મને પોતાને આ નાનકડી ચોપડી છપાવી કોમની કીંમતી સેવા બજાવવા તરફ પ્રેર્યો છે. આ પહેલા મેં એ વિચારો મારા નજદીકના મિત્રો આગળ દર્શાવ્યા ત્યારે તેઓએ પોતાની ભલી લાગણી બતાવી મને આ કામ તુરતજ ઉપાડી લેવા ઉત્તેજન આપ્યું અને વધારામાં તેઓએ છપાવાના ખરચનાં મને સારી મદદ પણ કીધી છે તે માટે તે સાહેબોનો હું અંતઃકરણ પુર્વક આભાર માનું છું.

લી૦ હીતેચ્છુ સેવક,

ફ. ફ. બંગડીવાળા.

# ચાલુ જમાનાના રંગ ઢંગ.



ગાફીલ ના હો દુનીઆ બદલ, કર લે સદા તકવા અમલ.
પાવેગા તુ હુરા મહેલ, મીસ્કીન હુવા તો કયા હુવા.
જગમેં ખુરાબ કર ચલા, જીસ રોઝ કયામત આ મીલા,
હસરતમે હાથોં મીલા, પહેલવાં હુવા તો કયા હુવા.

**આજકાલ કેટલોક વખત થયો અપની હકની દાવતમાં કંઇક** એવા મુખાલેફુનો પેદા થયા છે કે જેઓ એવા તો ઝબુન કામો કરે છે **અને અપના જીગરમાં** એવા કારી જખમો પેદા કરે છે. અને પોતાનો ચેપી રોગ **અપની ઉધરતી પ્રજામાં** ફેલાવે છે કે જેનુ ધ્યાન **કરવું એ દુશવાર છે.**

મારા મહેરબાન વાંચકો જો તમે એ ચેપી રોગને જડમુળથી કાઢી **નાંખવાની** તજવીજ **કરશો** નહિ અને શાંત મને બેસી રહેશો તો તમો તમારી ઔલાદને તેમજ **હાલના** જુવાનીઆઓને હડહડતો **બેરહેનસાફ કરશો. કારણ એટલુંજ કે ખુદાતાલા ન કરે ને એ ચેપી રોગની બુરી અસર હાલના જુવાનીઆઓપર કાબુ ધરાવવાને શક્તિમાન થાય.**

**હાલમાં અપને** લોકો ઉંઘમાંથી તરતનાજ જાગેલા છે. માટે **હવે જ્યાં સુધી એ બદીના** અસરકારક ઇલાજો કામે લગાડીશું નહિ **ત્યાં સુધી નિરાંતે સુવાના** નથી. આ વખતે અપને જાગેલા છીએ

અને જો કદાચ ગફલતીમાં રહીશું તો એના માઠા અને કડવા પરિ-
ણામો અપને પોતાનેજ ભવિષ્યમાં ખમવા પડશે.

માટે હે બંધુઓ! હવે આ કામને મોટા પાયાપર અને ગંભીર રૂપમાં લાયા વગર રહેશો નહિ, અને અપના પોતાના જાનોમાલના માલીક બલકે અપની જાનોના ફુરાબનાર અપના માથાના તાજ અપના આકા અને મૌલા અને અપની જાનોના કરતાં ઔલા તે કોણ કે નામદાર સરદાર સૈયદના વ મૌલાના અબુમોહમદ તાહેર સેફુદ્દીન (ત૦ ઉ૦ હે બારીતાલા! તું એ સાહેબના બોલબાલા કરજે) ની તરફ અપની પવિત્ર ફરજો અને વફાદારી અદા કરવામાં બીલકુલ ખામી દેખાડશો નહિ. એ સાહેબની ખુશીમાં અપની ખુશી રહેલી છે. એ સાહેબને ખુશ કરવું તે ગોયા અપના ઇમામ (અ૦ સ૦) અને નબી વસી (અ૦ સ૦) ને ખુશ કરવા જેવું બલકે ખુદ ખુદાને ખુશ કીધા બરાબર છે. માટે એ અપની એન ફરજો છે. એ બજાવી લાવવામાં ઢીલ કરવી જોઇએ નહિ.

અપને કયાં અપની પોતાની દીની તવારીખોમાં નથી વાંચ્યું અથવા નથી સાંભલ્યું કે આગલા જમાનાના લોકોએ પોતાની ફરજ, વફાદારી, પોતાની દીન માટેની ઊંડી લાગણી અને સચ્ચાઇની ટેક બતાવવામાં પોતાના જાનો માલ ખરચી દીધાં છે વધારામાં ખુદ અપના દાઇઓ અને ઇમામો એ પોતાના અમુલ્ય જાનો સચ્ચાઇને માટે આપી દીધાં છે. કેમકે એ જમાનો સીધો હતો. તેમાં ઇનસાફનું નામજ ન હતું. તેમાં લાંચ રૂશવટ લેવાનો પુરો રિવાજ હતો. અને સાથે જુલ્મોનો દોર વધારે હતો.

પણ તેવા જમાનામાં મુખાલેફુનોનું કંઇ ચાલ્યું નથી અને આખરમાં જે સત્ય હતું તેજ પ્રકાશ્યું હતું. અને ભવિષ્યમાં પણ એજ નીયમ કાયમ રહેશે આ જગતમાં સત્યને કયાં છે આંચ. આ માટે ફારશીમાં ઉમદા શબ્દોમાં કહેલું છે કેઃ—ઝરરાએ હકુબર કોહમાલીબ આયદ વ મરદે હકગોરા હમદર દુનીઆ હુરમત અસ્ત વહમ દર આખેરત એઝઝત.

સાર એટલોજ કે "જો સચ્ચાઇની એક રજકણ હશે તો તે એક જુઠ્ઠાઇના પહાડપર ગાલીબ થવા શકિતવાન છે, અને સાચું બોલનાર આ દુનીઆમાં તેમજ પેલી જહાનમાં હુરમત અને એઝઝતને પામે છે તો કહો ભાઇઓ આજે અપના દુસમનો અપના દાઇ પર જે જે જુઠ્ઠા તોહમતો અને દાવાઓ રજુ કરે છે તેના શા હાલ!

આખીરમાં હીણ પસ્તી અને ખરાબીને તેઓ પહોંચશેજ એવું સરવે કોઇનું માનવું છે.

આ ઉપરથી મારા મહેરબાન સુરતના શેઠીઆઓને એવી નમ્ર વિનંતી છે કે અપને લોકોએ જેવી રીતે ગઇ સભામાં મુંબઇના અપના ભાઇઓનું અનુકરણ કીધું હતું કે જેથી આપનું પાક ઇમાન અને દીની જુસ્સો જાહેર કીધો હતો તેજ પ્રમાણે આજે પણ એક પ્રોટેસ્ટ સભા બોલાવીને એન૦ એડવોકેટ જનરલે જે ફરીયાદનામું અપના દાઇ પર તેમજ બીજા બે પ્રતિવાદીપર રજુ કીધું છે તેના લીધેલા પગલાને સખત રીતે વખોડી કાઢવું જોઇએ અને એમ બતાવી આપવું જોઇએ કે ફકત મુંબઇના હોરા લોકો નહિ પણ આખી હોરા આલમ એ દાવાના અને પગલાના

વિરૂદ્ધમાં છે. અને ઓન૦ એડવોકેટ જનરલે માત્ર નજીવી સંખ્યાના કહેવાતા જુજ લોકોથી કે જેઓ અમારા વિરૂદ્ધીઓ છે તેઓના ચઢાવાથી આ કામ કીધું છે કે જે કાયદાની હદની બહાર છે તેના લીધેલા પગલા માટે આપણી હોરા આલમ પોતાની સખત દીલગીરી જાહેર કરે છે.

જો સુરતના અપનાવાલા એમ કરશે તો બીજા શહેરો અને કસ્બાઓમાં વસતા અપનાવાલા જરૂર આપની નકલ કરશેજ. અને પોતાની લાગણી કોમના વડા તરફ કેવા પ્રકારની છે તેની પુરવી ખાતરી ઓન૦ એડવોકેટ જનરલને આપશે.

મારા જાણવા પ્રમાણે તો અત્યાર આગમજ કેટલાક શહેરોના લોકોએ ઉપલી બાબત અમલમાં મુકી તેના તાર મુંબઇ ખાતે મોકલી આપ્યા છે.

માટે આ સાહસ ખેડવામાં સુરતના શેઠીઆઓને પછાત પડવું જોઇએ નહિ. અગર આપ સાહેબો આ બાબતપર જો બેદરકાર રહેશો તો શહેરના મધ્યમ વર્ગના અને ગરીબ સ્થિતિના લોકોથી આ કામ બનવું અશક્ય છે. દાખલા તરીકે એક રેલ્વે ટ્રેઇન હોય કે જેનું ઇનજીન આગળ ચાલવા ના પાડતું હોય તો પાછળ રહેલા ડબ્બાઓ કેવી રીતે આગળ વધી શકવાના હતા? અને તે માંહેલા પેસેન્જરો જ્યાંના ત્યાં પડી રહેવાનાજ.

માટે જો ઉપલા નીયમ અનુસાર ચાલી સુરતના દશ કે પંદર શેઠીઆઓ આ કામ માથે ઉપાડી લે તો જરૂર તેઓને મધ્યમ

૭૨૧૧



વર્ગના તેમજ ગરીબ સ્થિતિના હમદર્દીનો પોતાની સંમતી આપવાને ચુકશે નહિજ. બલ્કે તેઓ તો હર્ષઘેલા બની જશે.

આથી મારી પુરતી ખાતરી છે કે ઉપલું કામ ઉઠાવી લેવામાં સુરતના શેઠીઆઓ પોતાનું ખાસ અભિમાન અને ફરજ સમજશે.

હું ઉપર જણાવી ગયો છું તે મતલબના સારનો એક તાર ઓન૦ એડવોકેટ જનરલપર મોકલી આપવો, અને મુંબઇની જનરલ અને વર્કીંના કમીટીઓપર તેઓના લીધેલા પગલાને સુરતના લોકો અંતઃકરણપુર્વક ધન્યવાદ સાથે ટેકો આપે છે. એ મતલબનો તાર તેઓપર પણ કરવો જોઇએ.

દરેક માણસને પોતાની કદર માફક તન, મન અને ધનથી પોતાના ધર્મ માટેની પોતાની પવિત્ર ફરજો બજાવવી જોઇએ. હું મારી ગજા પ્રમાણે તન અને મનથી મારી અલ્પ સેવા બજાવી છે તે માટે હું ખુદાતાલાનો શુકુરીઓ અદા કરૂં છું અને સુરતના મહેરબાન અને સખીવજુદ શેઠીઆઓ તરફથી આ કામ ઉપાડી લેવામાં આવશે એવી હું પુર્ણ આશા રાખું છું.

પ્રથમ પ્રયાસ છે, ખામીઓ ઘણી હશે, માટે મારા લખાણમાં આવતી દરેક ખામીઓ માટે હું મારા મહેરબાન વાંચકો પાસે દરગુજર કરવા મહેરબાની ફરમાવશો એમ હું આશા રાખું છું.

મીટીંગમાં કયા પ્રકારે કામ લેવું અને મારી જણાવેલા સલાહશી કાંઇ જુદાજ રૂપમાં કામ આટોપવું એ મારા મેહેરબાન અને સખીવજુદ શેઠીઆઓની મુનસફીપર મુકું છું.

બાદમાં ખુદાતાલા પાસે દુઆ ગુજારૂં છું કે અમારા સઘ મોમીનભાઈઓને નેક રસ્તાપર અને અમારા દીના ઈમાનપર સાબ કદમ રાખે અને દુશમનોના ચેપી રોગથી દુર કરે અને અમ માલીક અને આકા નામવર સરદાર સૈયદના વ મૌલાના અબુમોહ તાહેર સેફુદ્દીનના ઉમર શરીફને નુહ (અ૦ સ૦)ની માસલ દરાજ ક

આમીન!　　　　આમીન!　　　　આમીન!

**સમાપ્ત.**